# "દીનીયાર સંગ્રહ"

સંગ્રહ કરી પ્રગટ કર્તાર:

## દીનશાહ મેહરવાના. પુના.

"રોજીંદી મનશાની," "નેક વીચાર" વગેરના કર્તા.

---

"જીંદેગાનીનો સાથી" ની ચોપડી, રૂ. ૧) ની કીમતે નીચલે ઠેકાણે મલશે.

**દી. એમ. ઍન્ડ સન્સ,**

૫૮૪, સચ્ચા પીર સ્ટ્રીટ, પુના.

---

**"જીંદેગાનીનો સાથી" ની ચોપડી સીવાએ બીજી ચોપડી સ્ટોકમાં નથી.**

સેવક દી. મે. ઈ.


જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઑરફનેજ કેપટન પ્રીંટીંગ વર્કસ,
નં ૧૪૧, લાલબાગ પરેલ, મુંબઈ મધે મી૦ રૂસ્તમજી ડોસાભાઇ
શરાફે છાપ્યું છે, અને મી૦ દીનશાહ મેહરવાને પુના,
સચ્ચા પીર સ્ટ્રીટ મધેથી પ્રસીધ કીધું છે.-૧૯૩૦

# દુનીયાદાર સંગ્રહ.

**આતમાના** જાથુકના છુટકારાને લગતા કાનુનો જેઓ સમજતા નથી અને માણુસની સંવટની સરજત શું છે તે જેઓ જાણુતા નથી તેઓ દુનયાદારીની તકલીદી ચીજોને વળગી રહીને જનમ મરણુના ફેરામાં અતવાયા કરીને દુઃખી થાય છે.

**દુઃખ** તો સઘળાઓ ઉપર પડે છે અને તે મુગે મોહડે સહન કરયા વગર છુટકોજ નથી. પણુ દુઃખની વેદના હીમતથી અને હસતું મોહડું રાખીને ખમવી તે એક હુનર છે, જે સઘળાઓને આવડતો નથી.

**લક્ષ્મીદેવીની** મહેરબાની કાંઇબી ઇનસાન ઉપર સદા ટકી રહેતી નથી. તેથી પઇસાની રેલછેલનો વખત આવે, તયારે તે ઉપર મદાર બાંધવી ફોકત છે, કારણુ કે એ પઇસા સદા રહેવાના નથી. તેજ મુજબ લક્ષમાદેવીની ખફગી કોઇ ઇનસાન ઉપર ઉતરે, તો તેબી સદા ચાલુ રહેતી નથી. તેથી પઇસાની તંગીનો વખત આવે, ત્યારે સબુરી રાખવામાંજ ડહાપણુ છે, કારણુ કે મુશકેલીનો વખત કાંઇ સદાનો રહેવાનો નથી.

"**પૈસો** કોઇનો રહયો નથી" "જર, જોરૂ, ને જમીન, કોઇનાં થયાં નથી, ને થશે પણુ નહી." તેમજ વળી પઇસા કરતાં એક માણુસની નોંક તથા આબરૂ વધારે કીંમતી ગણુાયલી છે તે આ

ઉપરથી સાબીત થાય છે કે "પઇસો ગયો પાછો આવે, નોંક (અથવા પન) ગઇ પાછી ન આવે."

હું મારી ધણીઆણીને (ધણીને) સાચ્ચા પ્યારથી ચાહીશ. કાંઇ તકસીર થતાં ગુસ્સે થઇશ નહી. જો કાંઇ કારણથી ગુસ્સે થશે તો હું ખામોશ રહીશ, અથવા મીઠા શબ્દોથી નરમાશથી સમજાવી લઇશ, જેથી મારો સંસાર શફળ થશે.

દુન્યામાં દુઃખ, આફત અને કંગાળીયત પુરતાં છે—બલકે જોઇએ તે કરતાં વધુ છે. તેમાં આપણે પોતે બળી જળીને આપણી તરફની કંગાળીયતનો ઉમેરો કરવાની જરૂર નથી. જરૂર જો કાંઇબી હોય તો એ કે ખુશમીજાઝી રહેવું, મોકળાં મને ફરવુ.

લોભ અને લાલચ દરેક ઇનસાનના મારગમાં આડાં આવીને ઉભાં રહે છે-તેમાંથી કોઇ ઇનસાન બચી શકતું નથી. પણ એવી લાલચ સામે આવીને ઉભી રહે ત્યારેજ માણસની ખરી કસોટી થાય છે. પહેલીજ વખત મન મક્કમ રાખીને એવી રીતે લાલચ સામે જે માણસ ટકી રહે તેજ ખરો શુરવીર. પહેલીવાર ફતેહ મેળવ્યા પછી ભવીશમાં એવી લાલચો સામે ટકી રહેવાનું અને નીતીના માર્ગે સીધા ચાલ્યા જવાનું ઘણુંજ સહેલું થઇ પડે છે.

જેણે આ દુન્યામાં જન્મ લીધો તેને દુઃખ તો ભોગવવાનાંજ. માત્ર ઇનસાનોજ નહી, પણ જાનવરો વઠીક તરેહવાર જાતના દુઃખો સહન કરે છે. દુઃખ ભોગવવાના બે રસ્તા છે. કોઇ માથું કુટીને અને હાય-હાય કરીને દુઃખનો વખત પુરો કરે છે, તો કોઇ વેળા ગમે એવાં ભારે દુઃખને ઠોકરે મારીને હસી હસાવીને પોતાનું દુઃખ ભુલી જવાની કોશેશ કરે છે.

**આકળા** અને ઉતાવળા માણસો વારંવાર મોટી હેરાનગતીમાં આવી પડે છે. તેઓની નીશફળતાનો અને તેઓ ઉપર આવી પડતી આફતનો મુખ્ય સબબ તેઓની ઉતાવળનોજ છે.

કોઈ માણુસ ઉપર કાંઈ દુઃખ આવી પડે તે બધા દીવસ રહેતું નથી. જેમ દીવસ પછી રાત અને રાત પછી દીવસ આવે છે તેજ મીસાલે દુઃખનો વખત પુરો થતાં સુખ અને શાંતી ઇનસાનને મળવાનાજ. તેટલા માટે દુઃખ આવી પડતાં ઇનસાને ગભરાઈ ન જતાં ધીરજથી તે સહન કરવાથી ખોદા તેને જલદીથી રાહત આપે છે.

દરેક ઇનસાનમાં ચોકસ ઇશ્વરી શકતી સમાવલી હોય છે, જે વડે તે પોતાના આત્માની ઉનતી કરીને ખોદાને પહોંચી શકે છે. એજ શકતી વડે તે પોતાની ગમગીની દુર કરીને ખુશાલ બની શકે છે, પોતાનો અજ્ઞાનપણાંનો અંધકાર દુર કરીને જ્ઞાનની રોશનીમાં જઇ શકે છે. એજ શકતી વડે તે આખી દુન્યાને જેર કરીને ગમે એવી બીકટ મુશકેલીઓને દુર કરી શકે છે.

**ખરી** શાંતી જો મેળવવી હોય, તો તે એ રીતે મેળવી શકાતી નથી—ને માટે દુર દેશાવર જવાની જરૂર નથી. શાંતી માણુસના ભીતરમાં–તેના અંતઃકરણમાંજ છે. ત્યાંથી તેને બહાર લાવીને શાંતીનું સુખ ઇનસાનને ભોગવવું હોય, તો તેણે પોતાનું વરતન સુધારવું જોઇયે. તેણે પોતાના જુસ્સાઓ દાબી દેવા જોઇયે, પોતાનો તમામ સ્વાર્થ તજી દેવો જોઇયે અને નેકી તથા અશોઇ પાળવી જોઇયે. શાંતી મેળવવાનો એ સીવાય બીજો કાંઇ માર્ગ છેજ નહી.

**ગુસ્સો** અને અદેખાઇ એ બે ઘણા ખરાબ અને ઝેરી જુસ્સાઓ છે. માણુસના મનમાં આ બેમાનો કોઇપણ એક જુસ્સો

ઉતપન્ન થતાં તેની સાથે સાથેજ એક જાતનું ઝેરી તત્વ શરીરમાં પેદા થાય છે. જે માણુસની તનદુરસ્તીને ધોકો પુગાડીને તેની જીંદગી ટુંકી કરી નાંખે છે. દરેક ઇનસાને આ બંને જુસ્સાઓને પોતાના કાતીલ મુદઇઓ તરીકે લેખીને તેને દુરજ રાખવા ઘટે છે.

**સંતોશી** માણુસની જરૂરીઆતો થોડી હોય છે, અને તેથી તેની આપદા અને દુઃખો ઓછાં હોય છે.

**તમારી** પાસે જે કાંઇ હોય તે માટે પરવરદેગારના શુક્રાના કરો અને જે કાંઇ તમને જોઇતું હોય તે માટે તેની ઉપર ઇતબાર રાખો. તમારી હાલત તમારી મરજી મુજબની ન હોય, તો તમારી મરજીને તમારી હાલત મુજબની બનાવો, યાને તમારી ચાલુ સ્થીતી માટે સંતોશથી શુક્રાના કરો. એક માણુસ જો પોતાની ચાલુ હાલતથી સંતોશ પામતો ન હોય, તો પોતાની મરજી મુજબની ચઢતી હાલતમાં આવ્યા પછીબી તે સંતોશ પામવાનો નથી.

**મનુશ્ય** અવતાર મળયો એટલે ઇનસાને જાણુવું કે ખોદાની મહેરબાની તેની ઉપર ઉતરી. એ મહેરબાની ઉતરયા પછી તે જો ઇશ્વર ભકતીમાં જીવન ગાળે, તો જનમ મરણુના ફેરામાંથી મુકતી મેળવીને તે હંમેશનું સુખ હાંસલ કરી શકે.

**સંતોશ** એ મોટો સદગુણુ છે, પણુ તેનો ખોટો અર્થ થવો જોઇએ નહી. જે કાંઇ મળ્યું હોય તે ઉપર શુકરાના કરીને વધુ મેહેનત કરયા વગર અને વધુ કોશેશ કરયા વગર બેસી રહેવું તેથી કાંઇ માણુસ સંતોશી બનેલો કહેવાય નહી. સંતોશનો ખરો અરથ એ છે કે ભવીશની કાંઇબી ચીંતા કરયા વગર મહેનત કરવાનું ચાલુ રાખવું.

તારી પાસે જે કાંઇ નથી તે માટે, ઓ ઇનસાન, તું બળાપો ના કર. તેને બદલે તારી પાસે જે કાંઇ છે તે માટે તે કીરતારના શુકરાના કર, અને વીચાર કે તારી પાસે જે કાંઇ છે તે જો નહી હતે, તો તે મેળવવાને તું કેટલાં બધાં વલખાં મારતે! વળી તારી પાસે જે કાંઇ છે તેની ઉપરથી તું તારૂં દીલ ઘણું લગાડનો ના, કે જેથી તે જો જતું રહે, તો તુંને તેનો બળાપો થાય નહી.

જે માણસ આ દુઃખી દુનયામાં મનની શાંતી ભોગવવા ઇછતો હોય તેણે બીજાઓની ખામીઓ લઇ ચલાવીને સઘળાંઓ સાથે સલાહ સંપજથી વરતવું જોઇયે. તે જો કાંઇબી તક મલતાં બીજાઓની કાંઇ ને કાંઇ સેવા બજાવવાને તતપર રહે, તો કોઇ તેના દુશમનો રહેજ નહી અને સઘળાઓ તેની સાથે હળીમળીને ચાલે. એ રીતે આ દુઃખી દુનયામાં મનની શાંતી ભોગવી શકાય છે.

કોઇનું બી કામ કરી આપવું અને ગરીબ લાચારને આપવા માટે બીજું કાંઇ ન હોય, તો રોટીના બે ટુકડાબી આપવા અને કાંઇ લેવું હોય, તો મહોં ઉપર ઇશ્વરનું નામ લેવા જેવું બીજું કાંઇજ લેવા લાયક નથી. આ બે વાતમાંજ આખો ધરમ સમાઇ જાય છે.

ઘણા લોકો પુછે છે કે ખોદા જો ઇનસાફી છે તો પછી આ દુન્યામાં પાપી માણસો રાતા માતા અને સુખી હાલતમાં કેમ રહી શકે છે? એનો ખોલાસો એ છે કે પાપીઓને તેઓના ફેજે પુગાડવા અને તેઓનો નાશ કરવા માટે ખોદા પહેલાં તેઓના આગલા ભવના સારાં કામોનાં ફળ જલદીથી આપી દે છે કે તે પુરાં થતાંજ પાપની સીક્ષા તેઓને કરી શકાય. પાપીઓ દુનયામાં સુખી ફરે છે તેનો ભેદ એ છે.

**માહતમા** આખા ધરમનો ટુંક સાર માત્ર એ કનાના દોહરામાં સમજાવી ગયા છે. તે નીચે મુજબ છેઃ—

સબહી બાતાં છોડ દે, દો બાતાં લીખ લે,
કર સાહેબકી બંદગી (ઓર) ભુખેકું કુંછ દે.

**એની** મતલબ એ કે બીજી બધી વાત છોડી દઇને માત્ર બે અગતની વાત લખી લે. તે એ કે તે કીરતારની બંદગી કર અને ભુખયાંઓને કાંઇ ખાવાનું આપ. એ મુજબ તે બારે–હકતાલાની બંદગી કરવી અને ગરીબ લાચારોને મદદ કરવી, તેમાંજ સઘલો ધરમ સમાઇ જાય છે.

**હાથનાં** પાંચ આંગળાં સરખાં નથી. તેજ મુજબ દુનીયાંનાં સઘળાં માણસો એકસરખી બુધી ધરાવતાં નથી. આથી કોઇ નબળા યા ઓછી અકકલના માણસ માટે ટીકા કરવા યા તેની ખોડખાંપણ માટે તાણા મારવા વાજબી કહેવાય નહિ. એવા ટીકા કરનારો માણસ સઘળાઓનો અળખામણો થઇ પડે છે, જયારે બીજાઓની ખામી લઇ ચલાવનારો સહનશીલ પુરૂષ સઘળાઓનો માનીતો થઇ પડી એકે અવાજે વખણાય છે.

**આવતી** કાલના યા આવતાં વરસના કામ માટે આગમચથી ચીંતા કરીને મનમાં મુઝાયા કરવું, તે પરવરદેગાર તરફ અવીશવાસ બતાવવા સમાન છે. ખુદાએ આપણને પેદા કરીને આજની ઘડી સુધી આપણી સઘળી વાજબી હાજતો દુર કરી, તો હવે પછીબી આપણે જો નેકીથી ચાલીને તેની તરફ વફાદાર રહીશું, તો તે કાં નહી દુર કરશે? આ વાત ધ્યાનમાં રાખીને દરેક ઇનસાને પોતાની

સઘળી ફીકર ચીંતા દુર કરીને પોતાના કામ ધંધા ઉપર એક ચીતે મંડી જવું જોઇએ.

**આપણ** ઇનસાનો ખોદાને જોઇ શકતા નથી. પણ આપણાજ ઓરડામાં પડદા પાછળ આપણો કોઇ મીત્ર બેઠેલો હોય તેનેબી આપણે જોઇ શકતા નથી. પડદો ઉંચકતાં પેલો મીત્ર નજરે પડે છે. તેજ મીસાલે આપણી અંતરદૃષ્ટિ ઉપર પડેલો અજ્ઞાનપણાનો પડદો જ્યારે નેકીનો માર્ગ અખત્યાર કર્યાથી ઉંચકાઇ જશે ત્યારે ખોદા પોતાની મેળે આપણી નજરે પડશે.

**તપ** કર્યાથી ઇશ્વર મળે છે. મનની ઇચ્છાઓને મારવી તેનું નામ તપ છે. મનની એક ઇચ્છાને જો તૃપ્ત કીધી હોય તો બીજી દશ ઇચ્છા સામે આવીને ઉભી રહે છે અને તે દશમાંથી બીજી સો ઇચ્છા પેદા થાય છે.

**જે** માણસે પોતાની પાંચે ઇંદ્રીઓને વશ કીધી હોય, યાને જે પોતાના હવસને તેમજ કામ, ક્રોધ, કીનો, કપટ, અદેખાઇ, વગેરે મનના જુસ્સાઓ દાબેલા રાખી શકતો હોય તેનેજ ખોદા મળે છે, અને એ મુલાકાત પ્રતાપે તે જન્મ મરણના ફેરામાંથી છુટીને હંમેશનું સુખ પ્રાપ્ત કરે છે.

**દુન્યામાં** અનેક ધર્મો છે; પણ ખરી રીતે બારીકીથી જોતાં દુન્યામાં એકજ ખરો ધર્મ માલમ પડશે અને તે સચ્ચાઇનો ધર્મ છે. દુન્યામાં અનેક ધર્મો હોવા છતાં દરેક ધર્મનો પાયો સચ્ચાઇ અને નીતી ઉપરજ રચાયલો માલમ પડશે. દુન્યામાં કોઇબી ધર્મ એવો નથી કે જે લુચ્ચાઇ, લફંગાઇ યા અનીતી શીખવતો હોય. તેથીજ જરૂરનું છે કે ઇન્સાને બીજાઓના ધર્મો તરફ પોતાના ધર્મ જેટલુંજ

માન દેખાડવું જોઇએ અને પોતાનો ધર્મ ઉંચો તથા બીજાઓનો હલકો એવું મત કદીબી ઉચારવું જોઇયે નહી.

ઇચ્છાને તૃપ્ત કરવાને બદલે તેને જો તુરત દાબી દેવામાં આવે, તો તેથી વધુ ઇચ્છાઓ ઉતપન થતી અટકે છે. એવી રીતે ઇચ્છાઓને મારવી તેજ ખરી તપ છે અને એવી તપ કરનાર જન્મ મરણ ફેરામાંથી છુટીને ઇશ્વરને જઇ મળે છે.

**માણસની** ઇચ્છાનો કાંઇ છેડોજ નથી. એક ઇચ્છા પાર પડી કે બીજી તૈયાર, બીજી તૃપ્ત થઇ કે ત્રીજી આવેલીજ છે! ઇનસાન જો એક લાખ વરસ જીવે તોપણ તેની ઇચ્છાનો કાંઇ છેડોજ આવેજ નહી. નવી નવી ઉતપન થતીજ જાય એવો ઇનસાનનો ખ્વાસ છે.

**આપણી** ગુંજોશ કરતાં વધુ ઠદમાઠથી રહેવાની કોશેશ કરવી, એ મુર્ખાઇ છે. એવો ખોટો દેખાવ ઝાઝો વખત ટકી શકતો નથી અને દુન્યાના લોકો રાજી રાખવા જતાં આયંદે આપણીજ ફજેતી થાય છે.

**દરેક** જાતના ખરચપર બારીક તપાસ રાખી, ઘણી કરકસર કરવી જોઇયે યાનો બંને સાથે સાથે કરવું જોઇએ. જેઓ ચોકસ કારણોથી પોતાની આવક વધારી શકતા નથી, તેઓને બીજાઓ કરતાં ખરચમાં કરકસર કરવાની ઘણી અગત છે.

**કરકસર** કરી આવરથી ગુજરાન કરો તો જીંદગીમાં કશીબી અલવલ આવશેજ નહીં. કરકસર, કર-કસર કસર કર!

**તારાજ** ઘરનો તાબો સુધારવામાં તારી આખી જીંદગી ઘસાઇ જતાંબી તેજ તું સુધારી શકતો નથી, ત્યારે શા માટે પારકી પંચાતમાં

શું મારે છે? ફોડવા દે તેવોને તેવોનું અને તેવો તેવોનું ફોડે તે અગઉં તું તારૂં પોતાનુંજ ફોડતાં શીખ.

હું કોઇને શ્રાપ દઇશ નહીં. શ્રાપ રબરના દડા માફક ઉછળીને પાછા વળવાની શકતી ધરાવનારા છે અને તે આપણુને પોતાનેજ વધારે કાતીલ અસર કરનારા થઇ પડે છે.

**અદેખો** આદમી સામાનું સુખ જોઇ પોતાને સુખી કરવાનો ઉપાય શોધવાને બદલે, અદેખાઇનું આતશમાં પજરી પજરીને પુરો થાય છે.

**વહેમ** એક કાતીલ ઝેર જેવો છે જે માણુસનાં જીગરને કોતરી કોતરીને તેને પાયામાલ કરે છે.

**આ** દુન્યામાં જેવું હું કરીશ તેવું ભરીશ. કોઇ પણ મારૂં કામ તેનાં ફળ વગર પસાર થનાર નથી. જેમ એક બીયામાંથી એક મોટું ઝાડ ઉગે છે તેમ એક માણુસના એક કામમાંથી તેનું પરીણામ નાનું યા મોટું નીપજે છે. માટે જો સારાંની ઇચ્છા રાખનારજ હોઉં તો મારે સારાંજ કામ કરવા પડશે.

**માણુસ** જ્યારે પોતાની હાલતથી દુઃખી અને અસંતોષી બને ત્યારે તેણે પોતાથી ચઢયાતા આસામીઓ સાથે નહી, પણ પોતાથી ઉતરતી સ્થીતીના માણુસો સાથે પોતાની સરખામણી કરવી જોઇએ. ત્યારેજ તેને માલમ પડશે કે તે ફીરતારે તેને બીજાઓ કરતાં કેટલી વધુ ચઢયાતી અને સુખી હાલતમાં રાખેલો છે.

**ખુદા** તરફથી આપણુને જેબી કાંઇ બક્ષેસો મળે તેનો ઉપયોગ ખુદાના નામથી બીજાંના ભલા માટે આપણુને કરવાનો છે. ગરીબ

લાચારોને મદદ કરવા માટે ખુદા પોતે કાંઇ આસમાંન ઉપરથી ઉતરી આવતો નથી પણ ચોકસ આસામીઓને પોતાના પ્રતીનીધી તરીકે પસંદ કરીને તેઓની મારફતે ગરીબ લાચારોને મદદ કરે છે.

કોઈ તરફથી ભલાઇ મેલવવાં કરતાં કોઇપર ભલાઇ કરવી એ વધારે સંતોશકારક છે.

**ઈનસાન**ની ફરજ દુન્યાની જંજાળો તથા લોભ લાલચોથી દુર નાસી જવાની નહી પણ એ જંજાળો તથા લોભ લાલચોને આપણી આગલથી દુર હાંકી કહાડવાની છે, જેમ પાણી વગર કીસતીને હંકારી શકાતી નથી તેમજ જંજાળ વગર દુન્યામાં જીંદગી ગુજારી શકાતી નથી.

**જેટલું** ધ્યાન બાળકના શરીર શણગાર તરફ માતાઓ આપે છે તેથી થોડું ધ્યાન પણ બાળકનાં દાંત અને મોંઢાંની સંભાળ તરફ આપે તો બહુજ લાભ દેનારૂં થાય.

**તોખમ** જે એક સજીવન શકિત છે, તેની જાળાણી કરવાનાં આ મહજબે તાકીદનાં ફરમાનો આપયાં છે. કહે છે કે, અગરજો એક જરથોસતી ચાહીચેતીને તોખમ નાંખી દે (મની બરબાદ કરે) તો તેને માટે જાવેદાન સુધી માફી નથી ( વંદીદાદ ૮, ૨૭ ).

એજ વંદીદાદમાં તોખમની તાસીરનાં સરવમાનય સીધાંતને લઇને તેની તાઝગી અને પાકીઝગીનું રક્ષણ કરવા અને નુતફાને બરબાદીથી બચાવવા ઘણા ભાર સાથે ફરમાન થયલું મળે છે. ( પરગરદ ૧૮, ૬૨ ).

**કુઉવત** એકઠું કરવું એ એક જાતની આપણી દોલત છે: જેમ બેંકમાં સીલક પુંજી મુકી રાખવામાં આવે અને તે પડી પડી એકઠી થાય અને બુઢાપાને વખતે કામ લાગે તેમ જુવાનીમાં સંઘરી

રાખેલું તન મનનું જોર ગોયા એક કોથલીમાં રહે છે કે જે બુઢાપાને વખતે આપણને કામ લાગે છે.

**શ્રીમંતો** અને યોગીઓને સંતોષમાં જે સુખ મળી શકે, તે સુખ બીજી કોઈ ચીજમાં મળતું નથી.

**જો** આપણે દુનયાના ફાયદા માટે કાંઈબી કરી ન શકીએ તો આપણે એવી સાદી જીંદગી ગુજારી શકીયે કે જે બીજાઓને ધડારૂપ થઇ પડે.

**સારી** તંદરોસ્તી ભોગવવા માટે સારી તનદરોસ્તીની જરૂર છે. તેની મતલબ એ કે મન જો સ્વચ્છ હોય, તોજ તનબી સ્વચ્છ અને રોગથી નીરાળું રહી શકે, જે માણસના મનમાં કામ, ક્રોધ, કીનો, કપટ અને અદેખાઇ હોય, તે સારી તંદરોસ્તી ભોગવી શકે નહી. અજીરણ, પીત, નબળાઇ, વગેરે દરદોને દુર કરવા માટે પહેલાં મનમાંથી ઉપલા ખરાબ જુસ્સાઓને દુર કરી નાખવા જોઇએ.

**નાહીને** શરીર ઉપરનો મેલ કહાડી નાંખવાથી શરીર સ્વચ્છ બને છે, તેજ મીસાલે મનના જુસ્સાઓ તથા વાસનાઓને હાંકી કહાડયાથી મન સ્વચ્છ થાય છે. જયાંસુધી મન સ્વચ્છ થતું નથી, તયાંસુધી માણસને જનમ મરણના ફેરામાંથી મુકતી મળતી નથી.

**ત્રણ** રીતના દોસ્તો રાખું: (૧) એક ફરેસ્તો પસંદ કરી હરદમ તેની સેતાયશ કરૂં, જેથી તે મુશકેલીમાં મને યારી કરે.

(૨) એક દાનાવ મરદ પસંદ કરૂં. જેથી તે હર વખતે રૂડી સલાહ આપે અને સારો માર્ગ બતાવે.

(૩) એક ઓઢમા મરદને ધર્મ સંબંધી સલાહ પુછું.

બોલેલો બોલ અને મારેલો ગોડો એ બે કદીબી પાછા ખેંચી લેવાતા નથી. તેથીજ કોઇને કાંઇ કડવો સખુન કહેવા અગાઉ બે નહી પણ બાર વાર વીચાર કરવાની જરૂર છે.

જે માણસ દુન્યામાં કોઇનોબી ઓશીયાળો રહેવા માંગતો ન હોય, તેને માટે બે ચીજ અગતની છે, પહેલી એ કે કોઇબી અમુક જાતનો હુનર તે ખુદ પોતાના હાથે કરી જાણતો હોય અને એવી હાથની મજુરી કરતાં તેને ખોટી શરમ લાગતી ન હોય; અને બીજી એ કે દુન્યામાં જીંદગી ગુજારવા માટેની તેની જરૂરીયાતો ઘણીજ ઓછી હોય, યાને તે જેવા તેવા સાદા ખોરાક, પોશાક અને રહેઠાણથી સંતોષ પામતો હોય. આ બે સદગુણ ધરાવનાર માણસ જેમ દુન્યામાં કદી ભુખો રહેતો નથી તેમજ તે કદી કોઇનો ઓશીયાળોબી રહેતો નથી.

પરવરદેગાર દરેક પક્ષીને પેટ ભરવા માટે દાણો આપે છે. પણ તે દાણો તેના માળામાં લઇ જઇને નાંખવામાં આવતો નથી, પરંતુ પક્ષીઓ ચોતરફ ઉડી ફરીને મેહેનત કરીને તે મેળવવો પડે છે. તેજ મીસાલે પરવરદેગાર દરેક ઇનસાનને તેનું પેટ ભરવા રોટી આપે છે, પણ તે મેળવવા માટે ઇનસાને મેહેનત કરવાની જરૂર છે.

માણસનો આતમાં ખુદાથી જુદો નથી અને દરેક માણસની સેવટની નેમ ખુદા સાથે મળી જવાની છે. ખુદા મળે નહીં ત્યાં સુધી આતમાં સંતોષ પામતો નથી. દુન્યાદારીની મોજમજાહ માયા અને લોભ લાલચો ઉપરથી માણસનું દીલ જ્યાં સુધી ઉડી જતું નથી અને જ્યાં સુધી માણસનો આતમા તેની અસલ જગાએ જતો નથી, એટલે ખુદા સાથે મળી જતો નથી, ત્યાં સુધી માણસના અંતઃકરણ ઉપર દુઃખ અને દલદેસરીનો બોજો ચાલુ રહે છે.

**ઉદ્યોગી** માણસ મોટે ભાગે નસીબદાર નીવડે છે. તેનો ઉદ્યોગજ તેને માટે સારૂ નસીબ ખેંચી લાવે છે. ઉદ્યોગી માણસને કાંઇબી કામ ભારી યા મુશકેલ લાગતું નથી. તે જેબી કામ હાથમાં લે છે તે આસાનીથી પાર ઉતારે છે.

**ધંધો** યા ઉદ્યોગ કરવામાં કશીબી એબ યા શરમ નથી. જો જવાન્યો હાથમાં ફરસી લઇને સુથારનું યા આરી લઇને મોચીનું કામ કરતો હોય તો તેણે શરમાવાનું નથી, પણ જો એવા પ્રમાણીક ધંધા કરવાની સુગ ધરાવીને આળસાઇમાં વખત ગાળતો હોય યા બીજાઓ આગળ હાથ ઓળતો હોય તેણે ખરેખર શરમાવાનું છે.

**વેપાર** કરવામાં લાભ છે. પણ વેપારીએ માલ વેચતી વખતે પોતાના અંતઃકરણના અવાજ મુજબ ચાલી મધ્યમ નફા ઉપરજ સતોષ પકડવો જોઇએ. કોઇ ખરીદદારને ગરજવંત જોઇને તેની પાસેથી વધુ પૈસા માંગવા યા કોઇ ખરીદદારને અભણ જોઇને તેની પાસેથી વધુ પૈસા કઢાવવા એ કોઇબી વેપારીને લાઝમ નથી—ખોદા તેમાં રાજી નથી.

**અપ્રમાણીકપણે** મોટો લુમકો મળે, તેના કરતાં પ્રમાણીકપણે મેળવેલી દાળ રોટી વધારે સારી અને વધારે બરકતવાલી હોય છે.

**ગમે** એવું બીકટ કામ કરવાનું હોય તો બીહ ધ્રુજીને નહી કરવું. બીક અને શંકા આદમીઓના કટ્ટા વેરી છે. તે તેના સુધારા વધારાને અટકાવે છે. હીમત અને આપબળપર વીશ્વાસ એ બેમુળ છે. એક કામ કરવાનું માથે લીધું તો હીમતથી તે બજા લાવવાનો નીશચય કરીનેજ આગળ વધવું, અને તે કામ ફતેહમંદ ઉતરે ત્યાં સુધી તે પાછળ ચીવટાઇથી મડવું જોઇએ.

વાવણી કર્યે તોજ કાપણી થાય, આપણે બીજાંઓને કાંઇ આપીયે, તોજ બીજાઓ તરફથી કાંઇ મેળવવાની આશા રાખી શકીએ. એ મુજબ ગમે એવો નાનો અને નજીવો પરમારથ કરવા માટેબી આપણને કાંઇક ભોગ આપવો પડે છે.

ધીરજનું ધન મોટું છે. ધીરજવાલા માણસો પોતાની સબુરીના પ્રતાપે લગભગ દરેક કામમાં ફાવે છે. નસીબદેવી ફકત તેઓ ઉપર પ્રસન થાય છે કે જેઓ કાંઇબી કામ શરૂ કરવા અગાઉં ધીરજથી બેવાર વીચાર કરે છે.

ઇનસાને ખાવાને માટે જીવવાનું નથી, પણ જીવવાને માટે ખાવાનું છે. જેઓ હાથ ખાંચીને ખાય છે અને થોડીક ભુખ બાકી હોય તે છતાં ભોજણ ઉપરથી ઉઠી જાય છે તેઓ દુઃખને સદા દુર રાખી શકે છે.

સઘળું છોડજો, પણ આશા કદી છોડતા ના. આશાવંત જીવન માણસને સદા ખુશી અને સુખી રાખે છે. તે પોતાના હાંદેશાઓથી હેબતાઇ જતો નથી; દુઃખથી ડરાતો નથી; કટોકટ વખતે પણ એ વેદનાઓ દુર થવાની આશામાં રહે છે, અને તે આયદે પોતાની મુશકેલી આશાન થયલી જાય છે.

જે માણુસ પોતાની ચાલુ સરજતથી કંઇાળીને વધારે ઉંચ હાલતમાં જવા ઇચ્છતો હોય તેણે ઉદયોગ, કરકસર, મીતાહારપણું અને પ્રમાણીકપણું—એ ચાર સદગુણો ગ્રહણ કરવા જોઇયે. દુન્યામાં આગળ વધવાનો એ સીવાય બીજો કંઇ વધારે સહેલો અને વધારે સલામત રસ્તો છેજ નહી.

મોટા પોથાઓ ભણ્યાથી, પરીક્ષાઓ પસાર કર્યાથી અને ડીગ્રીઓ મેળવવાથી ઇશ્વર મળતો નથી. નેકી અખત્યાર કરીને પરમાર્થ કર્યાથીજ તેની મુલાકાત થાય છે.

ખોદાની બંદગી ઓરડાના એક ખુણામાં બેસી, સઘળું ધ્યાન ઇશ્વર ઉપર લગાડીને એક ચીતે કરવી.

**એકચીતે** થોડું પણ ખરાં અંતઃકરણનું અને ભગુની વખતે એવોજ વીચાર લાવવો કે તે બંદગી કરે છે માટે ખુદા ને અશો જરથુસ્ત સાહેબને યાદ કરવા. જરથુસ્ત સાહેબની મનમાં ને મનમાં આપણી નજર સબી ઉભી કરવી અને થોડા વખતની પણ અંતઃકરણની બંદગી કોઇ પણ કાલે વયર્થ જશે નહી.

**ભાકતી** અને ભલાઇ-આ બે નાના ટુંકા શબ્દોમાં આખા ધર્મનો સાર સમજાઇ જાય છે જેઓ ધર્મ-અભ્યાસ કરી શકતા ન હોય તેઓ માત્ર આ બે નાના શબ્દોજ ધ્યાનમાં રાખીને તે મુજબ વર્તે તો આ ભાવસાગર તરી જાય. દુન્યાદારીનો મોહ છોડીને ઇશ્વરને ભજવો અને કોઇનુંબી દીલ નહીં દુઃખવતાં દરેક જણ સાથે બની શકતી ભલાઇ કરવી. તેમાંજ સઘળો ધર્મ સમાઇ જાય છે.

**ભકતી**નો ખરો વખત જુવાની છે, માટે ઓ ઇનસાન, તારી જવાનીના વખતમાંજ બને એટલી ભકતી કરી લે-બુઢાપા સુધી તે મુલતવી રાખતો ના. સબબ, બુઢાપા અગાઉ તું આ ફાની જેહાન કદચ છોડીબી જાય અને એકબારગી બુઢાપો આવેબી, તો તે વખતે તારામાં ભકતી કરવાની શકતીજ કયાં રહેશે? માટે બને તેટલું જુવાનીમાંજ કરી લે.

**વખત** પાણીના રેલાની માફક પસાર થઇ જાય છે. કોઇને તેનો સહેજ ઝાંખો ખ્યાલ પણ રહેતો નથી. વીસ વરસના એકજ જવાન્યાએ પોતાના જન્મ પછી આ દુન્યામાં કેટલી મીનીટ પસાર કાધી? એક કરોડ, પાંચ લાખ અને બાર હજાર! એ આંકડો ચોંકાવનારો છે. એ દરેક મીનીટે કાધેલા વીચાર અને કામોનો હીસાબ

તે કીરતારને આપવાનો છે. જે મીનીટો સારે માર્ગે વપરાઇ હશે તેજ ફક્ત કામ આવશે અને તે બીના દરેક ઇનસાને ખુબ ગોખી રાખવી જોઇએ છે.

બંદગીનું બળ અદભુત છે. પણ તેથી એમ નહી ધારવું કે દરેક બંદો જે માંગે તે માત્ર બંદગી કરવાથીજ મેળવી શકે છે યા બંદો જે માંગે તે ખુદા તુરતા તુરત આપી દે. એ માન્યતા ઇનસાનમાં સાધારણ છે, પણ તે બહુ ભુલભરી છે.

બંદગી કરયા પછી ઇનસાનને જે એક મુખ્ય મુરાદ ચાહવાની છે તે એ કે તે કીરતાર તેને પાપમાંથી મુક્ત કરે, તેને સારી તાલીમત બક્ષે અને તેને નેકીનાં મારગે ચલાવે. બંદગી કરયા પછી તે કીરતાર પાસે કાંઇબી માંગવું જોઇતું નથી અને જો માંગવુંજ હોય, તો તે આ જાતની બક્ષેશ છે.

ખોદાનું નામ મોટા સાદે ચાલુ પોકારયાથીજ કાંઇ તેની જપ થતી નથી મોહડેથી બોલ્યા વગર, હોઠ વટીક હલાવ્યા વગર ખોદાના નામનું ચાલુ સ્મરણ માત્ર કરવાથીબી તેની જપ થઇ શકે છે. રાત દહાડો ઉઠતાં અને બેસતાં, ખોદાના નામનું કાધેલું સ્મરણ ઇનસાનને આ ભવસાગર તરાવી લઇ જાય છે.

બંદગીની એજમતી અસર કાંઇ અજબ જેવી છે. ઉજડ વેરાન જંગલમાં યા રાતના અંધકારમાં, ખુશાલીના હીંગામમાં દુઃખ અને આફતની માહેતમમાં જવાનીના જોશમાં યા બુઢાપાની નબળાઇમાં કોઇબી વખતે ખરા અંતઃકરણથી કાધેલી બંદગી ફોકટ જતી નથી તેનો બદલો પરવરદેગાર તરફથી મળ્યા વગર રહેતો નથી. બંદગી આપણને કામમાં તેજી, ઉદયોગી અને તાકાતદાર બનાવે છે.

દુ ખમાં બંદગી કરવાથી આપણા જીગરમાં અજબ ફેરફાર કરે છે, અને આપણી છાતી ઉપરથી બાર ઉંચકી નાખે છે. બંદગી આપણાં તુટેલાં અને નીરાંશ દીલને આશાવંત બનાવે છે.

**બંદગી** કરતાં દઉલત માંગતા ના-દઉલત કાંઇ સંપુરણ સુખ નથી. પ્રથમ તનદરોસ્તી ચાહજો, અને શુધ્ધ બુદ્ધી માંગજો. તે તમને સુખ અને સંગીન દોલતનો વારસો આપશે.

**ભકતી** કરવી એ સારી વાત છે, દરેક જણની તે ફરજ છે. પણ ભકતીને વેચી નાખવી એટલે તે આપીને તેના બદલામાં કાંઇ બીજી ચીજ માંગવી એ પાપ છે. ઘણા માણસો ખોદાની બંદગી કરીને તેના પાસેથી દોલત, પૈસા, ફરઝંદ, તંદરોસ્તી વગેરે તરેહવાર ચીજો માગે છે. એ મુજબ તેઓ ખોદાને એક ચીજ (એટલે બંદગી) આપીને તેની પાસેથી બીજી ચીજ માંગે છે એ ભકતી કહેવાયજ નહી. એવી ભકતીની કાંઇ અસર થતીજ નથી.

**બંદગી** એટલે ઇશ્વરની સ્તુતી કરવી-તેણે બક્ષેલી ન્યામત માટે તેનું હેશાન માનવું અને શુકરાના કરવા. બંદગીની ખરી નેમ એજ છે ખોદાતાલા પાસે તરેહવાર ચીજો મેળવવાને ખાતરજ બંદગી જો કરવામાં આવતી હોય તો તે બંદગી કહેવાયજ નહી. આ જાતની બંદગી નકા છે.

**બંદગાનો** કાંઇ જવાબ તે કીરતાર તરફથી મળે છે કે? બેશક મળે છે. પણ તે જવાબ બંદગી કરનારની ઇચ્છા મુજબનો નહી પણ તેના હાજતો મુજબનો હોય છે. મતલબ કે એ માણસ બંદગી કરીને ખોદા પાસે બે ચાર લાખ રૂપયા માંગે તે કાંઇ ખોદા

આપે નહી, પણ તેની ખરેખરી જેટલી હાજત હોય તેટલું તો તે આપે ને ફર આપે.

**આપણા** લોકો સમય, કાળ અને સંજોગને શરણ થતાં આવ્યા છે અને તે બરહક છે. આપણાં એક પુસ્તકમાં એક આગાહી સમાન ગણાતા શબ્દો છે કે હાલની દોડાદોડી અને ધંધાધાપા વીગેરેની હરીફાઇ ચાલુ રહેતાં વખત એવો આવશે કે એક ધણી "એક અષેમ" ભણે તે જાણે ઇજશને ભણવા સવાબ ગણાશે.

**ભકતી** કરીને ખોદા પાસે પૈસા યા બીજી કાંઇ ચીજ માંગવી તે ભકતી કહેવાય નહી—એ માત્ર આપ-લેનો સોદો કહેવાય, કે, જેવો સોદો બજારમાં પૈસા આપીને કાંઇ ચીજ ખરીદતી વખતે આપણે કર્યે છીએ. એક તરફથી આપણે ખોદાની બકતી કર્યે અને તેજ વખતે તે ભકતીના બદલામાં તેની પાસેથી કાંઇ માંગીએ, તો પછી ભકતી રહી કયાં ?

**સંકટ**માં સપડાયલાઓએ ખુદાની યારી ચાહીને એ આફતમાંથી જલદીથી બાહેર નીકળવાનો ઉપાય આપબળથી અજમાવવો જોઇએ. જેઓ જાતી મહેનતથી અજમાવે છે તેઓ કાંઇક કુદરતી બસારતથી ખરે રસ્તે આગળ વધીને સંકટ દુર કરી શકે છે.

**દુઃખ** અને આફત ખુદા પોતે દુર કરી નાખતો નથી, પણ તે દુર કરવાનું કુવત આપણને બક્ષે છે કે જેથી આપણે પોતેજ તેને દુર કરી શકાયે.

**એક** વખત માહાતમા શ્રી હરનાથ બાબુને ભકતરાજ મહારાજ પગે લાગ્યા ત્યારે હરનાથ બાબુએ કહ્યું કે, મને પગે લાગવાની જરૂર

નથી. તમે પગે લાગવા જોગ છો ત્યારે તે ભકતરાજે કહ્યું કે આપ મોટા છો, ત્યારે હરનાજીએ કહ્યું કે, જેનું દીલ મોટું છે, તે મોટો છો, ને તે અમીર છે. ઉમર મોટી હોય તેથી કાંઇ પીર થવાતું નથી, પણ ગમે તો બાળક હોય છતાં પણ જો તેનામાં પ્રભુ પ્રેમ હોય તો તે પીર છે, મતલબ કે ઉમર કાંઇ પુજવા લાયક નથી, પણ પુજવા લાયક તો પ્રભુ પ્રેમ છે.

**જ્યારે** દરેક ઇનસાન બીજાંનાં ભલામાં પોતાનું ભલું સમાયલું છે એમ માનતાં શીખશે, ત્યારેજ આખી જગત એક બહેસ્ત મીસાલ થઇ જશે.

**નીમક** અને રોટીનું ભોજન ઘણુંજ સાદુ છે. છતાં તું તેને તુચ્છકારતો ના પણ બે હાથે નમીને ખાજે. યાદ રાખજે કે દુન્યામાં હજારો અને લાખો ઇનસાનો નીમક વગરની ખાલી રોટી માટેમી ટવળે છે ત્યારે તું તો તેઓના કરતાં કેટલો વધુ ભાગ્યશાળી!

**હું** હંમેશાં સંતોશમાં રહીશ કારણ સંતોશમાં આ દુન્યાની સઘળી ખુશાલી અને સુખ સમાયલું છે.

**તારી** આગળ આવેલા ખોરાક તરફ માનથી જો અને વખાણ અને ઉપકાર સહીત તે ખોરાક ખા. ખોરાક જોઇ રાજી થા, અને આનંદથી તેને આશીરવાદ દે. આ પ્રમાણે ચવાયલો અને માન પામેલો ખોરાક સ્નાયુને બળવાન કરે છે. અસંતોશીપણે અને ખળભળાટથી ખાધેલો ખોરાક અને સ્નાયુ અને જ્ઞાનતંતુઓનો નાશ કરે છે.

**બની** ગયલા બનાવ માટે વીલાપ નહીં કરવો. તેથી મન ઉપર તેમજ તન ઉપર માઠી અસર થાય છે. ભવીશ્યમાં સારૂંજ થશે એવા પક્કા ઠરાવથી આપણે આપણા કામપર મંડવું જોઇએ.

આપણને શું કામ કરવાનું છે તેની ઉપરજ સઘળું ચીત રોકયે તો ગઈ ગુજરી ભુલી જવાય અને આપણું ધારેલું કામ ફતેહમંદીથી પાર ઉતારવાના ખ્યાલ સુજે.

ખોદાના નામનો ચમત્કાર જબરો છે. જો કોઇ પુરા ભકતીભાવથી ખોદાને યાદ કરે અને તેટલીજ શ્રદ્ધાથી તેનું નામ જપે તેની અરધી આફત ટળી જાય છે, તેના દુઃખની અરધી વેદના ઓછી થાય છે.

ખોદા તરફથી જેબી કાંઇ દુઃખ યા આફત આવી પડે તે દુર કરવાની અરજ કરવી નહી, કારણ કે તે જો દુર કરવાનો હતે, તો ખોદા તે મોકલતેજ નહી. તેટલા માટે તેની પાસે જો કાંઇબી માગવું હોય તો એ માંગવું કે જેબી કાંઇ દુઃખ યા આફત આવી પડયાં હોય તે સહન કરવાની શકતી તે બક્ષે.

પેટનો ખાડો પુરવાનું અન્ન અને ઉઘાડું શરીર ઢાંકવાનું કપડું-એ બે માટે તે દયાળુ કીરતાર કોઇનેબી મોહતાજ રાખતો નથી. નાની કીડીને યા રાક્ષસી અજદહાને તે ખોરાક પુરો પાડવને ચુકતો નથી, તો પછી તેની ઉપર શ્રદ્ધા રાખીને તેને યાદ કરનારા ઇનસાનને તે કેમ ચુકે?

ઇનસાનને લાઝમ નથી કે પોતાના ગુજરાન માટે હદ બાહેર આતુર અને ફીકરમંદ રહે. સબબ, તેને પેદા કરનાર ઇશ્વર તેને થોડું કે ઘણું આપ્યા વગર રહેતો નથી. પુરાવો જોઇતો હોય તો એ છે કે એક બાળક જન્મતાં સાથેજ તેના પોશણ માટે જોઇતું દુધ તેની માતાની છાતીમાં તૈયાર થાય છે.

પૈસા ટકા અને દોલત એ મોટા સંતાપનું મુળ છે. પૈસા નથી હોતા તો માણસ હાય અફસોસ કરે છે. પૈસા મળે છે તો

મહા મુસીબતે મળે છે અને તેને જાળવી રાખતાં માણસનો જીવ સીકે ટંગાયલો રહે છે. એજ પૈસા જો જતા રહે છે, તો માણસ હેરાન પરેશાન થાય છે.

પહાડને મથાળેથી એક મોટો પત્થર નીચે ગબડાવી દેવાનું ઘણું સહેલું છે, પણ તેજ પત્થરને નીચેથી પહાડને મથાળે લઇ જવાનું અતીશય બીકટ છે. તેજ મીસાલે કરજમાં ઉતરવું ઘણુંજ સહેલું પણ તેમાંથી બાહેર નીકળવું અતીશય બીકટ છે.

કોઇ પાસે ઉછીનું લેતો ના. તેમજ કોઇને ઉછીનું આપતો ના. ઉછીની આપેલી રકમ સાથે ઉછીનું લેનાર દોસ્ત પણ ખોહીએ છીએ. વળી ઉછીનું લેવાની ટેવથી કરકસરની ધાર બુઠી થાય છે.

કોઇને કાંઇ બક્ષેશ આપતી વખતે યા તેની ઉપર કાંઇ નવાજેશ કરતી વખતે આપણે તેની ઉપર ઉપકાર કર્યે છીએ એવી ગરૂરીનો સહેજમાં ખ્યાલ મનમાં લાવવો જોઇએ નહી. એવો ખ્યાલ જો આવ્યો, તો સામા ધણીને આપેલી બક્ષેશની કાંઇ કીમતજ રહી નહી.

આખા ધરમનો સાર માત્ર અરધા શ્લોકમાં સમજાવી ગયા છે. તે એ કે કોઇનીબી લાગણી દુખાય એવું કાંઇબી કરવું તે પાપ અને કોઇનું ભલું થાય એવું કાંઇબી કરવું તે પુણ્ય. આખા ધરમનો સાર એમાંજ સમાઇ જાય છે.

પારકાંઓનું ભલું કરવા ઉપર ચીત રોકે, તે ટુંક મુદતમાં મુકતી મેળવી ખોદાને પહોંચી શકે છે.

એક ખરેખર સ્વતંત્ર માણસની પહેલી નીશાન એ છે કે જગતના કાયદાઓની સામે તે થતો નથી પણ તે કાયદાઓને તાબે થાય છે.

**જન** સેવા ઉત્તમ છે, પણ આતમાં સેવા એ વધારે ઉત્તમ છે; કારણ કે જે પુરૂષ જગતનાં સર્વ પ્રાણીઓની ઉપર દયા રાખે, પર ધન પથ્થર સમ ગણે, અને પર સ્ત્રીને માતાસમ ગણે તેનાથીજ આત્માસેવા થઇ શકે છે.

**કુદરત**ના કાયદા અચુક તેમજ સંપુરણ છે. તેઓ કોઇનેબી સરોપરો રાખતા નથી. નાના કે મોટા—અમીર કે ફકીર—રંક યા રાય—સઘળાઓને કુદરત એકસરખો ઇનસાફ આપતી જાય છે.

**કોઇઓ** વચન આપવા અગાઉ હું ચાર વાર વીચાર કરીશ પણ એક વાર જો વચન અપાયું તો પછી હું મારા વચન ઉપર મુસતાક રહીશ.

**બેહેસ્તમાં** જવાને લાયક થવા માટે મહાતમાઓના જેવી પવીત્ર જીંદગી ગુજારવી પડે છે.

**આતમા** કદી જનમ લેતો નથી, આતમા કદી મરણ પામતો નથી, કોઇપણ કાળે તે હતો નહી એમ નથી, અવલ અને આખેર આતમાના બાબમાં સ્વપન સમાન છે. જનમ રહીત, મરણ રહીત, આતમા હંમેશા અચળ છે. તેની પવીત્રાઇ જાળવી રાખશો તો સુખી થશો.

**ભલા** અને નેક માણસો તે કીરતારના શાગીરદો જેવા છે. પણ તેઓ ભલા હોવા છતાં દુનીયામાં ઘણીવાર દુઃખી થતા દેખાય છે. તેનો સબબ એ છે કે તે કીરતાર તેઓને દુખના અગારમાં વધુ અને વધુ તપાવીને સ્વચ્છ કરે છે, અને બહેશતનાં સુખ માટે અને હંમેશની અમરગ જીંદગી માટે તેઓને લાયક બનાવે છે.

**તે** કીરતારે નીરમાણુ કરેલાં કુંટુંબમાંજ માણસ જનમ લે છે. તેણેજ નીરમાણુ કરેલો નોકરી ધંધો તેને કરવો પડે છે. તેથીજ દરરોજનું કામકાજ મનપંસદ ન હોય, છતાં તે દીલ લગાડીને કરવાની દરેક ઇનસાનની ફરજ છે, કારણ કે તેમ કીધાથીજ માણસ વધારે ઉંચી પંકતીએ પુગીને સુખી થાય છે.

**આળેસુ** માણસ દુનીયામાં કદી ફાવતો નથી. આળસાઇને લીધે તેને દરેક કામ મુશકેલ અને ભારી લાગે છે. તેની આળસાઇનાં પરીણામમાં તે થોડીજ મુદતમાં દળીદર હાલતમાં આવી પડે છે.

**દુનયામાં** એક માણસ જેટલું આપબળથી ફાવે છે, તેટલું પારકા બળથી ફાવતું નથી. પારકી આશામાં પડી રહેનાર સદા આળસુ રહે છે. પારકી આસથી મેળવેલા એક આખા રોટલાં કરતાં જાતી મહેનતથી મેળવેલા અરધા રોટલામાં વધારે મીઠાશ અને લહેજત મળે છે. થોડી કે ઘણી પણ મહેનત તો દરેક તવંગર કે ગરીબને કરવીજ પડે છે.

**જેમ** આપણે આપણા વેપાર માટે કાળજી રાખી ચોપડા રાખીએ છીએ અને તેમાં નફા નુકશાનનો રોજનો હીસાબ લખીએ છીએ તેવીજ રીતે સહવારમાં ઉઠીને રાતે સુતા ત્યાં સુધી આપણે શું શું અને કેવાં કેવાં કામો કરયાં તેનું શરવાયું રાતે તપાસવું જોઇએ તયારેજ સંસાર વહેવારનો હીશાબ ચોખો રહેશે અને દુનયામાં આપણી આંત વધશે.

**ઇનસાન,** તું મોહોતથી ડરતો ના, તે વખત નજદીક આવી પુગે ત્યારે દલગીર થનો ના. રાજાઓ અને પાદશાહો સુધાં દરેક જણને મરવાનું છેજ.

અહુરમજદનું જ્ઞાન થયું કે તે પછી દુઃખ અને ફીકર ચીંતા શું તે માણુસ બીલકુલ જાણુતો નથી.

સુખની આશા માણુસે હંમેશ રાખવી જોઇએ. ગમે એવાં દુઃખ અને આફત વચ્ચે તેણે નીરાશ થવું જોઇએ નહી, કારણ કે દુઃખ અને આફત હંમેશ પોતાની પાછળ સુખને લેતાં આવે છે.

હું ફીકરથી નીરાળો રહીશ, અને ઉદયોગ કરી પરીણામ માટે ખુદા ઉપર આધાર રાખીશ. જયારે તે સાહેબ ધરતીનાં પેટામાં અને દરીઆનાં ઉંડાણમાં રહેતા જીવોને પોષે છે તો પછી મને પણ તે રહેમી બાપ જરૂર પાળશે.

જેમ માણુસની પાછળ તેનો ઓળો પડે છે અને જેમ આગની પાછળ ધુંવો નીકળે છે, તેજ મીશાલે ઇનસાનના સારા માઠા વીચારો અને કામોની પાછળ સુખ યા દુઃખ આવે છે અને ઇનસાનને તે ભોગવવુંજ પડે છે.

સ્ત્રી જાતીને હું માન આપીશ. પારકી સ્ત્રીને મારી માતા યા બેહન સમાન ગણીશ; એક સ્ત્રીની મારફતેજ મહાન ભકતો, રૂષીઓ, નામાંકીત સત્યવાદીઓ, પવીત્ર પયગમબરો, અદભુત રાજદવારીઓ, મોટા મોટા શહેનશાહો પેદા પડયા છે.

એક આદમી આખી જીદંગી સખત મહેનતમાં ગુજારી, બુઢાપામાં મરણુની પઠારી ઉપર જયારે આખી જગતનાં કારયો એક સીનેમા ફીલમની માફક તેની નજર આગળથી પસાર થાય છે ત્યારે જો એક પણ ભલાં કામને તે પોતાની નજર આગળથી પસાર થતાં જોતો નથી, ત્યારે તે અફસોસ કરે છે, પણ તે વેળાએ ઘણું મોડું

થએલું હોય છે. માટે હે માનવ! તું બને તેટલાં ભલાં કામો કર કે મરતી વખતે ખુશાલ જીવે પ્રાણ છોડે.

**ચકમક**ના પથરમાં આતશ છુપાયલો છે અને પથરને ઘસયાથી તેમાનો અગની બાહેર પડે છે. તેજ મીસાલે આખી સુરૂષટીમાં પંથરાઇ રહેલો ખોદા દરેક માણસના અંતઃકરણમાં બેઠેલો છે અને માણસના મન ઉપર ફરી વળેલું બદી તથા દુરગુણોનું પડ ઘસીને દુર કરવાથી ખોદા પ્રગટી નીકળે છે અને ત્યારેજ માણસ ખોદાની હસ્તી જાણી શકે છે.

ઘરને બારણે તાળું દઇ શકાય છે, પણ જગને મોહડે દેવાતું નથી. દુનયાના લોકો ગમે તે બોલે, તેની આપણને દરકાર કરવાની નથી, પણ આપણને પોતાંને જે વાજબી લાગે તે પ્રમાણે ચાલવાની હીંમત બતાવવી જોઇએ છે.

**દુઃખ** જેવું કાંઇજ નથી. મનનું સઉ માની લીધેલું છે. બીજાં દુઃખીઓ તમારા કરતાં વધારે દુઃખી છે એમ માનજો. આ જગત કલ્પનાની બનાવટ છે. સાચી નથી, મીથયા છે. એકલો ખુદા સતવ છે, જગત મીથયા છે. માયાનુંજ આ બધું દુઃખ છે.

**નીશકામ**-કાંઇ પણ ફળ, સ્વારથ કે હીત વગર કામ કરવું તે, જેમા માન અકરામજ માત્ર નહીં પણ બેહેસ્ત મલશે કે બદલો મલશે એવો ખયાલ પણ રહેવો ન જોઇએ, પણ તે કામ માત્ર ફરજ (ખુદા) ખાતર થવું જોઇએ.

**જયારે** " હું " પણાનો અંશ જતો રહે છે તયારે માણસો અષો થયલા ગણાય છે. જે માણસ એ હાલતને પહોંચે છે તે કુદરતમાં ખુદાનો હમશરીક થાય છે.

**ડાહ્યા** પુરૂશો કીસમત ઉપર આધાર રાખીને બેસી રહેતા નથી. તેમજ વળી તેઓ તન અને મન રગડોળીને તે મેહેનતથીજ ફતેહ મેળવવાની આશા રાખતા નથી. તેઓ ફતેહ માટે મહેનત અને કીસમત બંને ઉપર આધાર રાખે છે.

**હમેશાં** કજીઆ કંકાશને બાળી નાંખ, કારણ કે કજીઓ કંકાસ એ એક મોટી બલા છે, માણસને ચીંતા વધી તેને દુઃખ ઉપજે છે.

**ગરૂરી**, લોભ અને તકેબરી—ઇનસાનની પાયમાલી કરનારા એ ત્રણ મોટા દુશમનો છે. આ ત્રણ દુરગુણોએ જે માણસના દીલમાં ઘર કર્યું હોય, તે ઇનસાનની જીંદગી કંગાળ થઇ પડે છે.

**હદથી** જીઆદા ગુસ્સો કરવાથી તેનુ વજન રહેતું નથી અને વગર કારણે મેંહરબાનગી બતલાવવાથી તેની અસર કંઇ જણાતી નથી.

**માતપીતાની** ખરી અગતની ફરજ તો બચયાંઓને જનમ આપયા પછી તેઓને સારી કેળવણી આપવાની છે.

**કેળવણીના** મુળીયાં કડવાં, પણ ફળ મીઠાં હોય છે. બાળકને કેળવણી લેતી વખતે રડવું આવે છે, પણ કેળવણી પુરી કરયા પછી જે લાભ મળે છે તે તેને ઘણો મીઠાશદાર લાગે છે.

☞ એક અરજ ફરસુદે ધીરેધીરે બધું વાંચજોજી. જે તમુને બાબદ પશન પડે તે ઉપર નાશાની કરજો. ને ઘદીઘદી વાંચજો અથવા વંચાવજો કારણ કે આગલા નીયાગાનોની સુંદર નસીયેતા છે. વાંચનારા ઉપર વધુ ને વધુ ખુદાના આશીરવાદ ઉતરશે.

શેવક, **દિનશા મેરવાન**
ની દુવા સલામ વાંચજોજી.

(લખાનનો ઉપયોગ કીધો છે તે ગ્રંથકારોનો હેશાન સ્વીકારૂં છું.)

## પાક પરવરદેગારની સિફતમાં.

૧ ચુ આમદ બજુમશ નખોસ્તીન કલમ,
બ નામે જેહાન-આફરીન જદર રકમ.

૨ ખોદાવંદે જાનો ખોદાએ રવાન,
ખોદવંદ હસ્તી-દેહો મેહરૂમાન.

૩ ખોદાવંદે બુદો ખોદાવંદે જુંદ,
જે કેરમે અદમ કર્દ પઇદા વોજુદ.

૪ કરીમો રહીમો તવાનો ઓ હુઇ,
અલીમ અસ્તો આલેમ અઝા કુઇ શાઇ.

૫ ખબીર અસ્તો દાનન્દેહ-એ રાજે ગઇબ,
બસારૂ અસ્તોસત્તારે હર ગુનેહુ અઇબ.

૬ જેહાનો જમાનો મકાન જુમલે જુસ્ત,
વોજૂદે હમે મુમકેન અઝ ફઇઝે ઉસ્ત.

૭ ફલક હમચુ બાલીસ્ત જાસારે ઊ,
બુવદ શમ્સ યક જરૂરેહ જનસારે ઊ.

૮ જે હેકમત હમેરા પદીદાર કર્દ,
બસી કુદરતે ખીશ એહાર કર્દ.

૯ બ બરૂરો બ બહરૂ આનચે ગરૂદદ પદીદ,
બ ફઇજે ખોદાવદ દારદ ઉમીદ.

૧૦ રવાનો તનો જેસ્મો જાન આફરીદ,
ખેરદ દરૂ તને મરૂદુમાન આફરીદ.

૧૧ ખેરદ દાદો અકલો હુશો રાએ દીન,
ખોદાવંદે બા દાનેશો બીકરીન.

૧૨ શાહે બીચેગુન દાવરે બીહુમાલ,
બપારામને ઊ નગરૂદદ જવાલ.

# મોનાજાત હર વખતે ભણવાની.

૧ ખોદાયા તોઇ ખાલેકે દો જેહાન,
સજાએ સતાએશ તોઇ બીગુમાન.

૨ મનમ બંદેહ ખાકી ઓ આસી હઝાર,
જે એસીઆનો તકસીરહાએ કસીર.

૩ બેનાલમ બ દરગાહે તો બા નીઆજ,
બે માલમ સરમ મીકુનમ તોબેહ બાજ.

૪ અફુ કુન ગુનાહે મરા અએ ગફુર,
બોફુત દરગુજર હરચે બાશદ કસુર.

૫ બોકુન રેહેમ બર હાલે મન અએ રહીમ,
કરમ કુન બરીન બીનવા અએ કરીમ.

૬ બોકુન મેહેર બર મન તો અએ મેહેરબાન,
મકુન કેહેરો અજ દરગેહે ખુદ મરાન.

૭ હમીશે બ ફરીઆદે મન જુદ રસ,
કે ગઇર અજ તો ફરીઅદ-રસ નીસ્ત કસ.

૮ નઅનદમ મગોજ તો દેલમરા બ કસ,
મદદગારો યારમ તો બાશી ઓ બસ.

૯ તો રંજો બલારા જે મનદૂર દાર,
ગમો સખ્તિઓ આફતે રૂજગાર.

૧૦ જે મન દૂર કુન તંગીઓ મુફલેસી,
ફરાખીં જે ગંજો જરમ દેહ બસી.

૧૧ મરા બીન્યાજી દેહ અજ દીગરાન,
બ એહસાને તો દારૂ દરૂ હર જમાન.

૧૨ મગરૂદાન બ દરૂનાજેએ નાકસાન,
જે એહસાને હરૂ મરદુમાનમ રેહાન.

૧૩ જે દરૂગાહે તો હાજતમરા બરૂ-આરૂ,
હમીશે બોકુન દરૂ જેહાન કામગારૂ.

૧૪ તો આસાન બોકુન મુશ્કેલમ હરૂ જમાન,
મરા દારૂ હરૂ દમ બ અમ્નો અમાન.

૧૫ હમીશે બેદારૂ આબરૂયો હયા,
બ ફઝ્લે જેહાનઅજ કરમ અએ ખોદા.

૧૬ ન અનામે પીરી મરા શાદ દારૂ,
બ ... તંદરોસ્તી મુરાદમ બરૂ-આરૂ.

૧૭ જે લેતફો કરમ ખાનેઅમ બા અયાલ,
જે દરૂ ચીજ અબા દારી ઓ માલ.

૧૮ મરા બા જનો બચ્ચેઓ દુરૂમાન,
જે દરૂ ગુનહ નોકા ઓ રાહત રસાન.

(દસ્તુર એરચજી સોહોરાબજી મેહેરજીરાણા.)

## ૩૦ રોજની ગઝલ.—રંગત ખડી.

અહુરમઝદને જે આરાધે તે નર દુઃખીઓ ફરે નહી
બહમનની જે કરે બંદગી તે વિન મોહતે મરે નહી,
અરદીબેહસ્તની યાદ કરે તો મળશે અંતમાં બેહેસ્ત મુકામ
સહરેવરની સ્તુતી જે કરશે તે નરને મળશે આરામ,
અસપનદારમદની યાદ કરજો મનની પુરણ થાએ હામ
ખોરદાદની ખુબી પીછાણો બેહસ્તમાં આપે અમૃત જામ.
અમરદાદની યાદ સદા જે કરે તે મોઇથી ડરે નહી
બહમનની જે કરે બંદગી તે વિન મોહતે મરે નહી.

દેપાદર દાદારનો દરજો બુલંદ રાખો મનથી યાદ
આદર બખશે ઇજ્જત આબાદ કરે દરઝોને બરબાદ,
આવાં ઇઝદ મુરાદ બખશે તન મનથી રાખે આબાદ
ખુરશેદ રાખે ખુશાલ દીલને સદા લીયે સર્વેની દાદ,
મોહાર ઇઝદને નમે માનવી તેહના કાજ કેમ સરે નહી
બહમનની જે કરે બંદગી તે વિન મોહતે મરે નહી.

તેસ્તર તીર યઝદની પદવી ભારી જુવો માથ્રવાણી દરમ્યાન
ગોશ ઇઝદ ગોસપંદનો વાલી ગુણ જેહના સમજો ગુણવાન,
દપમહેર દાતા સદા દયાના દયા કરે સઉપર દીલજાન
મહેર યઝદ છે ધણી મેહેરના પ્રાણ કરો જેપર કુરબાન,
સરોશ ગેબી કરે બશારત તેહવી બીજો કોઇ કરે નહી
બહમનની જે કરે બંદગી તે વિન મહોતે મરે નહી.

રસ્ને રાસ્ત રાસ્તીનો ધણી છે સમજો સરવે નાર નરો
ફરોખ ફરવરદીન ઇઝદ છે ફતેહનો જે દેનાર ખરો,
બેહરામ ઇઝદની મદદને માગી ભવનો સાગર પાર તરો
રામ ઇઝદ રસકસને આપે યાદ જેની હરવાર કરો,
ગુવાદ છે પરમુખ પવનપર જેહના વગર મન ઠરે નહી
બહમનના જે કરે બંદગી તે વિન મોહતે મરે નહી.

એ દેપદીન દાતાર દયાનો ઘટઘટમા જે વાસ કરે
દીન કરે દીનની રખવાળી દેવ દરૂજનો નાશ કરે,
અરશેસવંગની અપાર ખુબી મનની પુરણુ આસ કરે
આસતાદ અન ધનને આપે સુખીવાં બારે માસ કરે,
આસમાનની અજબ બુલંદી સમજે તે દુઃખ ભરે નહી
બહમનની જે કરે બંદગી તે વિન મોહને મરે નહી.

જર બખશે જમીઆદ જગતમાં સઉ કોઇ તેહની યાદ કરો
મારેસ્પંદ છે મીનો ખરેખર સમજી દીલને શાદ કરો,
અનેરાન અનદાતા સઉનો ભજીને તન આબાદ કરો
મળશે જ્ઞાન સંપુરન તમને સતનગુરૂને ઉસતાદ કરો,
કહે **આદીલ** સત ગુરૂ વગર કોઇ જ્ઞાનનો સાગર તરે નહી
બહમનની જે કરે બંદગી તે વિન મોહને મરે નહી.

(દીવાને આદીલ પરથી)

---

## ૧૦૧ ખુદાના નામો.

૧ યઝદ્ ૨ હુરવેસ્પ્ તવાંન્ ૩ હુરવેસ્પ્ આગાહ્ ૪ હુરવેસ્પ્ ખોદા ૫ અબદહ્ ૬ અબી અંજામ ૭ બુને સ્તીહ્ ૮ ફ્રાખતંન્ તેહ્ ૯ જમગ્ ૧૦ પરૂજતરહ્ ૧૧ તુમ અફ્રાક ૧૨ અબરૂવહ્ ૧૩ પરૂવંદા ૧૪ અન્ અઇયાફેહ્ ૧૫ હમ્ અઇયાફેહ્ ૧૬ આદરો ૧૭ ગીરા ૧૮ અચેમ્ ૧૯ ચમના ૨૦ સફ્ના ૨૧ અફ્ઝા ૨૨ નાશા ૨૩ પર્વરા ૨૪ યાનહ્ ૨૫ આઇન્ આઓનહ્ ૨૬ અન્ આઇનહ્ ૨૭ ખરોશીદ્ તુમ ૨૮ મીનો તુમ ૨૯ વાસ્ના ૩૦ હરૂવ-સ્તુમ ૩૧ હુ સેપાસ ૩૨ હરૂ હમીદ્ ૩૩ હરૂનેક્ ફરેહ્

૩૪ બેશ-તરૂના ૩૫ તરોનીશ ૩૬ અન્ અઓશક્ ૩૭ ફેરશક્ ૩૮ પજોહદહદ ૩૯ ફ્વાફ્રૂ ૪૦ અફ્ખૂશીઆએઆ ૪૧ અબરજા ૪૨ અ-સતોહ ૪૩ રખોહ ૪૪ વરૂન ૪૫ અ-ફરેફહ ૪૬ બે-ફરેફહ ૪૭ અ-દુઇ ૪૮ કાંમેરદ ૪૯ ફરૂમાન કામ ૫૦ આએખ્ તન્ ૫૧ અ-રેમોશ ૫૨ હુમારૂના ૫૩ સનાએઆ ૫૪ અ-તર્શ ૫૫ અ-બીશ ૫૬ અફ્રાજદુમ ૫૭ હુમચુન્ ૫૮ મીનો સ્તીહ-ગરૂ ૫૯ અ-મીનોગરૂ ૬૦ મીનો નહુબ ૬૧ આદરૂ-બાદ ગરૂ ૬૨ આદરૂ-નમ-ગરૂ ૬૩ બાદ-આદરૂ-ગરૂ ૬૪ બાદ-નમ-ગરૂ ૬૫ બાદ ગેલ-ગરૂ ૬૬ બાદ ગેરદ-તુમ ૬૭ આદરૂ-કંબરાત-તુમ ૬૮ બાદ-ગરૂ-જાએ ૬૯ આબ તુમ ૭૦ ગેલ-આદરૂ-ગરૂ ૭૧ ગેલ-વાદ-ગરૂ ૭૨ ગેલ-નમ-ગરૂ ૭૩ ગરૂ ગરૂ ૭૪ ગરોગરૂ ૭૫ ગરાગરૂ ૭૬ ગરાગરૂ-ગરૂ ૭૭ અગરૂ-આગરૂ ૭૮ અગરૂ-આગરૂ-ગરૂ ૭૯ અ-ગુમાન્ ૮૦ અ-જમાન્ ૮૧ અ-ખુઆંન્ ૮૨ આમશત-હોશીઆર ૮૩ દેશુતના ૮૪ પદમાંનાં ૮૫ ફીરોઝગર ૮૬ ખુદાવંદ ૮૭ અહુરમજદ ૮૮ અબરીન કોહુનતવાંન્ ૮૯ અબરીન્ નો-તવાન ૯૦ વરપાંન ૯૧ વરપારૂ ૯૨ ખાવરૂ ૯૩ અહુ ૯૪ અવક્ષીદાર ૯૫ દાદારૂ ૯૬ રૂયોમંદ ૯૭ બારેહુમંદ ૯૮ દાવરૂ ૯૯ કેરફગરૂ ૧૦૦ બોખ્તારૂ ૧૦૧ ફ્રશો-ગરૂ. અષેમવોહુ ૧.

"એક હજાર ને એક ખુદાના નામો આમીન થજો."

શેવક, દી. મે.

## "જીંદેગાનીનો સાથી."

કીંમત રૂ. ૧ પુણા અને મુંબઇમાં મલશે.

"નેક વિચાર" ની ચોપરીમાં શેઠ ફી. જાં. મરઝબાને ૧૯૨૨ માં ૩ પેજ ભરીને લખાન લખીઊ છે, તેમાંથી ટુક લખાન આ તકે લેઇને એ શેઠનો ઉપકાર માનું છું.

"મારા અસીલ મીત્ર દી. મે. ઇ. ને હું નાનો સ્કુલ બોય હતો ત્યારથી પીછાનતો આવેલો છું. × × × બીરાદર દીનશાહ વાડી વઝીફામાં ચમન કરતા એક લખાપતી નથી—× × × 'જામે જમશેદ' માં લાગટ એક વર્ષ એઓએ "રોજીંદી મનશની" ચાલુ એડીટ કરી—અને આ પત્રના વાંચનારાઓને એટલી પસંદ પડી કે "નેક વિચાર" ની હારમાલા એજ ભાઇએ લાગટ એક બીજું વર્ષ દોડતી કરી. × × × × ભલા મી૰ દીનશાહ આવી રૂડી કોશેશોમાં કોમ ખુશીથી શરીક નહીં થાય? × × × ×"

ફી. જાં. મ.

---

## સર બેહરામજી જીજીભાઇનું મત.

"માહરા વીચાર પ્રમાણે હરેક માએ બાપે એવી ચોપડી નાહનપણથી પોતાનાં છોકરાંઓનાં હાથમાં મુકવી જોઇએ કે જેથી તેઓને આપણાં પુરાણાં ધરમ બાબે નાની ઉમરથી સારો છાપ પડે. તમો સાહેબે જે તકલીફ લઇ ધરમ સંબંધી ફકરાવો છાપાદ્વારે બાહેર પાડી પ્રગટ કરવા જે મેહનત લીધીય તે આપણી કોમે તમારો ઉપકાર માનવો જોઇએ." જુન ૨૪, ૧૯૨૫.

# JINDEGANINO SATHI.

Jindeganino Sathi. In the Gujarati language: pocket edition: pp. 607; Re. 1, by Dinshaw Merwan Irani. Can be had of the author, Sachapir Street, Camp, Poona.

In this book Mr. Dinshaw Merwan Irani, who is as popular in Poona as Khan Saheb K. S. Irani in Ahmednagar, has given hundreds of thoughts to meditate upon religious hymns to sing, devout prayers to offer to God, and a great deal of information pertaining to the Zoroastrian creed. It may be called a book of quotations, a religious encyclopædia, and a prayer-book. It will be highly useful to both orthodox and non-orthodox Parsis. Its price is ridiculously low, as the worthy noble author has published it with a view to se. his co-religionists and not with the purpose of ear money."

"MEHER MESSAGE." 1-10-19:

ઉપલી ચોપડી "જીંદેગાનીનો સાથી" ગુજરાતીમાં રૂ.
દીનશાહ મેહરવાન એન્ડ સન્સની દુકાને મ